ॐ

# यजुर्वेदी नित्यकर्म कलाप.

સુધારા વધારા સાથે સંસોધી પ્રસિદ્ધ કરનાર.

## શુકલ કેશવલાલ જેઠાલાલ.

બાવલા, તાલુકે–ધોલકા.



પોષ શુકલ પક્ષ મકરાર્કઃ

આ પુસ્તક અધિકારીને કંઇપણ લીધા શીવાય મફત આપવામાં આવે છે. બહાર ગામ વાળાએ બે પૈસાની ટીકીટ બીડવી.

આવૃતી બીજી. પ્રત, ૧૦૦૦

અમદાવાદ

ટંકશાળમાં ધી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લીમીટેડમાં મોતીલાલ શામળદાસે છાપી.

[ સંવત ૧૯૭૭. ] [ સને ૧૯૨૧

# ઉપોદ્ઘાત.

—x—

સૂર્યોદય પહેલાં તારાઓ દેખાતા હોય ત્યારે પ્રાતઃ સંધ્યા કરવી એ ઉત્તમ વખત, તારા દેખાતા બંધ થયા પછી કરવી તે મધ્યમ વખત, અને સુર્યોદય પછી કરવી તે કનીષ્ટ વખત, દોઢ પહોર દીવસ ચડયા પછી ત્રણ પહોર પૂરા થાય ત્યાં સુધીનો વખત મધ્યાન સંધ્યાનો ગણાય છે, સુર્યાસ્ત પહેલા સાયંસંધ્યા શરૂ કરવી એ ઉત્તમવખત, સુર્યાસ્ત પછી અને તારાઓ દેખાયા પહેલાં શરૂ કરવી એ મધ્યમ અને તારાઓ દેખાયા પછી શરૂ કરવી એ કનીષ્ટ વખત.

સ્નાન કર્યા પછી પવિત્ર વસ્ત્ર પહેરવું અને ડાબા ખભાપર બીજું પવિત્ર ઉપવસ્ત્ર રાખવું. પવિત્ર જગાએ આસન ઉપર સવારે પૂર્વાભિમુખે અને સાંજે પશ્ચિમાભિમુખે બેસવું બપોરે દક્ષિણ દિશા શિવાય ગમે તે તરફ સંધ્યાવંદન કરવા બેસવું એ પ્યાલા આચમની, એક લોટો જળસાથે, એક તરભાણી, અરઘો, ભસ્મ આસન, ચંદન, પુષ્પ અને પવિત્રી અને રૂદ્રાક્ષ એટલી વસ્તુઓ તૈયાર કરી આસન દર્ભનું કે મૃગચર્મનું કે વાઘનું કે ઉનનું હોવું જોઇએ.

# ॥ प्रातःध्याने शिवस्तुतिः ॥



प्रातः स्मरामि भवभीति हरं सुरेशं ।
गंगाधरं वृषभ वाहन मंबिकेशं ॥
खट्वांग शूल वरदा भवहस्त मीशं ।
संसार रोग हर मौषध मद्वितीयं ॥ १ ॥
प्रातर्नमामि गिरिशं गिरिजार्धदेहं ।
स्वर्ग स्थिति प्रलय कारण मादिदेवं ॥
विश्वेश्वरं विजित विश्वमनोभिरामं ॥
संसार रोग हर मौषध मद्वितीयं ॥ २ ॥
प्रातर्भजामि शिवमेक मनन्त माद्यं ।
वेदान्त वेद्य मखिलं पुरुषं महान्तं ॥
नामादि भेद रहितं षड भाव शून्यं ।
संसार रोग हर मौषध मद्वितीयं ॥ ३ ॥
प्रातः समुत्थाय शिवं विचिन्त्य ।
श्लोक त्रयंयेऽनुदिनं पठन्ति ॥

ते दुःखजातं बहुजन्म संचितं ।
हित्वा पदं यान्ति तदेव शंभोः

अश्वत्थामा बलिर्व्यासोहनूमांश्च विभीषणः ।
कृपः परशुरामश्चसप्तैते चिरजीविनः ॥

॥ तस्मान्नारायण, रामकृष्ण, राधाकृष्ण, गौरीशङ्कर, विष्णो, गजानन, सच्चिदानन्द इत्यादि नाम स्मरणं

પોતાનો જમણા હાથની હથેલી જોતા બોલવાનું.

कराग्रे वसते लक्ष्मीः कर मध्ये सरस्वती ।
करमूलेस्थितो ब्रह्मा प्रभाते करदर्शनम् ॥

સવારમાં દર્શનીય—भारद्वाज मयूराणां चाषस्य, नकुलस्य च । प्रभाते दर्शनं श्रेष्ठं वाम पृष्ठे विशेषतः ॥

सौच त्याग कर्या પછી હાથ પગ ધોઇ બાર જળનાં કોગળા કરી પછી દાતણ કરવું. તે દાતણ વેંતનું કરવું જોઇએ, દાતણ કરી બાર જળના કોગળા કરી મુખ સાફ કરવું કદાપી દાતણ ન હોય તો કાંકરી વીનાની સુદ્ધમૃતીકા લઇ દાંત સાફ કરવા ને જળથી બાર કોગળાં કરી મુખ સુદ્ધ કરવું. પછી નહાવું.

स्नान संकल्प—अत्राद्य महामांगल्यप्रदे मासोत्तम् मासे अमुक मासे[1] अमुक पक्षे[2]। अमुकतिथौ[3]। अमुक वासरे[4]। यथावर्तमाननक्षत्रयोगकरणलग्नमुहूर्तसमवाये एवंग्रहगणविशिष्टायां शुभपुण्यतिथौ। मम कायिक वाचिक मानसिक-

---

१ અહિં જે માસ હોય તે કહેવો—જેમ कार्तिकमासे, मार्गशिर्षमासे, पौषमासे, माघमासे, फाल्गुनमासे, चैत्रमासे, वैशाखमासे, ज्येष्ठमासे, आषाढमासे, श्रावणमासे, भाद्रपदमासे, आश्विनमासे, अधिक अमुकमासे ॥

२ અહિં એમાંનું જે પખવાડીયું હોય તે કહેવું—જેમ शुक्लपक्षे, कृष्णपक्षे.

૩ અહિં જે તિથિ હોય તે કહો—જેમ प्रतिपत्तिथौ. द्वितीयायां तिथौ, तृतीयायां तिथौ, चतुर्थ्यां तिथौ, पंचम्यां, तिथौ, षष्ठ्यां तिथौ. सप्तम्यां तिथौ, अष्टम्यां तिथौ नवम्यां तिथौ, दशम्यां तिथौ, एकादश्या तिथौ, द्वादश्यां तिथौ, त्रयोदश्यां तिथौ, चतुर्दश्यां तिथौ, पौर्णमास्यां तिथौ, अमावास्यां तिथौ.

૪ અહિં જે વાર હોય તે બોલવો—જેમ भानूवासरे. चंद्रवासरे, भौमवासरे, सौम्य वासरे, गुरुवासरे, भृगुवासरे, मंदवासरे

सांसर्गिक ज्ञाताज्ञात स्पर्शास्पर्शासन भोजन शयन गमनादि कृत कर्मदोष निरासद्वारा त्रिविध तापोपशमनार्थं श्री परमेश्वर प्रीत्यर्थं (अमुकतीर्थे ) प्रातः स्नान महं करिष्ये.

—×✱✱×—

## प्रातः संध्या प्रयोगः

**भस्मधारणम्**—ડાબા હાથમાં થોડી ભસ્મ લઇ તે ઉપર જમણો હાથ ઢાંકી ॐ अग्नि रिति भस्म. वायुरिति भस्म जलमिति भस्म स्थलमिति भस्म व्योमेति भस्म सर्वं ह्वा इदं भस्म. मन एतानी चक्षूंषि भस्मानिति એ મંત્રવડે તે ભસ્મને મંત્રી તેમાં ॐआपोज्योतिरसोऽमृतं ब्रह्मभूर्भुवःस्वरोम् એ મંત્ર વડે થોડું પાણી નાંખી પછી બને હાથની વચલી ત્રણ આંગળીઓ વડે તે ભસ્મને ॐ त्र्यंबकंयजामहेसुगन्धिम् पुष्टिवर्द्धनम् उर्वारुकमिव बन्धनान् मृत्योर्मुक्षीय मामृतात् એ મંત્ર બોલી મસળવી પછી શ્રી સૂર્યને દેખાડી તે ભસ્મ વડે લલાટ કંઠે હૃદય ખંભા બાહુના સંધીઓ પડખાં નાભી પાંસળાં અને શીર એ સ્થાનકે ॐ नमःशिवाय એ મંત્રથી (ત્રણ આડી રેખાઓ કરવી. )

મધ્યાન સંધ્યામાં ચંદન સાથે અને સાયમ સંધ્યામાં જલ વિનાની એકલી ભસ્મ કરવી.

**शिखाबन्धनम्**—ગાયત્રી મંત્ર વડે શિખા બાંધવી.

ॐ भूर्भुवः स्वः ॐ तत्सवितु वेरेण्यं भर्गो देवस्य धीमहि धियोयोनः प्रचोद यात् ॥ १ ॥

कण्ठेरुद्राक्षमाळाधारणम्—ॐ त्र्यायुख जमदग्नेः कश्यपस्यत्र्यायुखं जद्देवेखु त्र्यायुखन्तन्नोऽअस्तु त्र्यायुखम् ॥१ ॥

**आचमनम्**—ડાબા હાથમાં આચમની પકડી જમણા હાથની હથેળીમાં એક આચમની જળ નાખવું અને **ॐ आत्मतत्वम् शोधयामि स्वाहा** એમ બોલી જળ પી જવું વળી બીજીવાર એમજ જળ રાખી **ॐ विद्यातत्वम् शोधयामि स्वाहा** એમ બોલી જળ પી જવું અને ત્રીજી વાર પણ એવીજ રીતે **ॐ शिवतत्वम् शोधायामि स्वाहा** એમ બોલી જળ પી જવું. આનું નામ એક આચમન કહેવાય પછી હાથ ધોઇ નાંખવો અને મુખ ઉપવસ્ત્રથી લુછી નાખવું

**प्राणायामाः**

જમણા હાથની અનામિકા તથા ટચલી આંગળીથી નાકનું ડાબું છીદ્ર દબાવી જમણા છીદ્ર દ્વારા બહારના વાયુનું યથા શકતી આકર્ષણ કરવું પછી અંગુઠા વડે જમણું છીદ્ર પણ બંધ કરવું અને પૂરેલા પવનને રોકવો પછી ડાબા છીદ્ર ઉપરથી અનામિકા તથા ટચલી આંગલી ઉપાડી લઇ તે વાટે પુરેલા પવનને ધીરે ધીરે બહાર

કાઢવો આકર્ષણ કરતી વખતે રોકવાના વખતમાં અને પવનને ઉતારવાના વખતમાં નીચેનો મંત્ર ત્રણ ત્રણ વાર બોલી જવો અને ન બને તો એક એક વાર તો બોલી જવો.

ॐभूः ॐभुवः ॐस्वः ॐमहः ॐजनः ॐ तपः ॐसत्यं ॐतत्सवितुर्वरेण्यं भर्गोदेवस्य धीमहि धियोयोनः प्रचोदयात् ॥ ॐआपोज्योतीरसोऽमृतं ब्रह्म भूर्भुवःस्वरोम् ॥

એવી રીતે પહેલો ચડાવવો તે **पूरक**, બ્રહ્માંડમાં રોકવો તે **कुंभक**, અને ડાબી નાસીકાદ્વારા ઉતારવો તે **रेचक**, આનુનામ એક પ્રાણાયામ કહેવાય.

आसनशुद्धि—ॐअपवित्रः पवित्रो वा सर्वावस्थांगतोपिवा यः स्मरेत् पुंडरीकाक्षं स बाह्याभ्यंतरः शुचिः ॥

ઉપરનો મંત્ર બોલી આસન ફરતું જલ છાંટવું.

भूप्रार्थना—ॐपृथ्वीत्वयाधृता लोका देवित्वंविष्णुनाधृता। त्वंच धारयमांदेवि पवित्रं कुरुचासनम् ॥

ઉપરનો મંત્ર ભણી પૃથ્વીને નમસ્કાર કરવો.

संकल्पः—अत्राद्य महामांगल्य प्रदे अमुकमासे अमुकपक्षे अमुक तिथौ अमुकवासरे ममोपात्तदुरितक्षयार्थं प्रातः संध्योपासनं महंकरिष्ये.

**अभिषेक**—ડાબા હાથની હથેલીમાં થોડુંક જલ લઇ જમણા હાથની મધ્યમા અને અનામિકાએ બે આગળીઓ વડે શરીરના અમુક ભાગપર નીચે પ્રમાણે મંત્ર બોલતાં બોલતાં છાંટવું.

**ॐभूःपुनातु** ( માથે ) **ॐभुवःपुनातु** ( આંખો પર ) **ॐ स्वः पुनातु** ( કંઠે ) **ॐमहः पुनातु** (છાતીએ ) **ॐ जनःपुनातु** ( નાભીએ ) **ॐ तपःपुनातु** (બેપગે) **ॐ सत्यंपुनातु** ( ફરી થામાથે ) **ॐखंब्रह्मपुनातु** ( આખે શરીરે )

**मंत्राचमनम्**—જમણા હાથની હથેલીમાં એક આચમની ભરી જલ રાખવું અને નીચેનો આખો મંત્ર બોલી ગયા પછી તે પી જવું.

**ॐसूर्यश्च मामन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यः पापेभ्योरक्षंताम् यद्रात्र्या पापमकार्षम्, मनसा वाचा हस्ताभ्याम्, पदभ्या मुदरेण शिश्नारात्रि स्तदवलुंपतु यत्किंचितदुरितं मयिइदमहंमामम़ृतयोनौ, सूर्ये ज्योतिषि जुहोमि स्वाहा ॥ १ ॥**

એમ બોલીને જમણા હાથમાં રાખેલું જળ પી જવું. ત્યારપછી મૌન રહીને પાંચ વખત જળ પીવું. તેનું નામ **द्विराचमनम्** કહેવાય.

**प्राणायामाः**—આગળ બતાવ્યા પ્રમાણે.

**मार्जनम्**—ડાબા હાથની હથેલીમાં જળ નાંખી જમણા હાથની મધ્યમાં અને અનામિકા એ બે આંગળીઓ વડે મંત્ર બોલતાં બોલતાં શરીરના અમુક અમુક ભાગપર જળ છાંટવું.

ॐ आपोहिष्ठामयोभुवः ( માથે )

ॐ तानऽऊर्ज्जेदधातन ( ભૂમિપર )

ॐ महेराणचक्षसे (હૃદયે )

ॐ जोवः शिवतमोरसः ( હૃદયે )

ॐ तस्यभाजयतेहनः ( ભૂમિપર )

ॐ उशतीरिव मातरः (ફરીથીમાથે)

ॐ तस्माऽअरंगमामवः ( ફરીથીમાથે )

ॐ जस्यक्षयायजिन्वथः ( હૃદયે )

ॐ आपोजनयथाचनः (બાકીનું જળઆંખઉપર નાંખવું)

जलावगृहणम्—જમણા હાથની હથેળીમાં જળ લઇ નીચેનો મંત્ર બોલી જવો અને પૂરો થયા પછી તે જળ તરભાણામાં નાંખવું.

ॐ सुमित्रियानऽआपऽओखधयःसन्तु । दुर्म्मित्रियास्तस्मै सन्तु जोऽस्म्मान् द्वेष्टि जं च व्वयन द्विष्म्मः ॥

अघमर्षणम्—જમણા હાથની હથેલીમાં જળ રાખી નીચેનો મંત્ર, બોલતાં બોલતાં સુંઘવું અને પછી તરભાણામાં કાઢી નાંખવું.

ॐ द्रुपदादिवमुमुचानाःस्विन्नः स्नातोमलादिव । पूतं पवित्रेणे वाज्यमापः शुन्धन्तु मैनसः ॥

## पापपुरुषनिरसनम्

જમણી હથેલીમાં જળ રાખી ડાબાહાથના અંગુઠાવડે નાકનું ડાબુ છિદ્ર દબાવી રાખી જમણી હથેલીને નાકના જમણા છિદ્ર આગળ રાખી નીચેનો મંત્ર મનમાં બોલી તે જળપર તે નાશીકા દ્વારા રેચક કરવો પછી જલને જોયા વિના ડાબી બાજુએ ફેંકી દેવું અને તે જળની સાથે પાપ પુરુષનો નાશ થયો એમ જાણવું.

**ॐ ऋतं च सत्यं चाभीद्धा तपसोध्यजायत ।**
**ततो रात्र्यजायत ततः समुद्रो अर्णवः ।**
**समुद्रादर्णवादधि संवत्सरोऽअजायत ।**
**अहोरात्राणि विदधद्विश्वस्य मिषतोवशी ।**
**सूर्याचंद्रमसौधाता यथा पुर्वमकल्पयत् ।**
**दिवं च पृथिवीं चान्तरिक्ष मथोस्वः ॥ १ ॥**

## अर्घ्यम्

સપ્રણવ ત્રણ વ્યાહ્રતી સહીત ગાયત્રી મંત્ર વડે સૂર્યને ત્રણ અર્ઘ્યય આપવા. ચંદન ફૂલ સહીત આપવા. અને દીવસ ઊગી ગયા પછી સંધ્યા કરવામાં આવે તો ચાર અર્ધ્યં આપવા મધ્યાન સંધ્યામાં એક અર્ઘ્યં આપવો અને વખત વીતી ગયો હોય તો બે આપવા સાંય સંધ્યામાં ત્રણ અર્ઘ્યં આપવા અને વખત વીતી ગયો હોય તો એટલે સુર્યાસ્ત પછી ચાર આપવા.

**आचमनम्**–કેશ વાદી ત્રણ નામ લઇને આચમન કરવું. **ॐ केशवायनमः स्वाहा । ॐ नारायणायनमः स्वाहा । ॐ माधवायनमः स्वाहा । ( ॐ गोविन्दायनमः**–દક્ષિણકર પ્રક્ષાલ્ય **) ॥**

**प्राणायामाः**–આગળની પેઠે પ્રાણાયામ કરવો.

**प्रदक्षिणा**–જમણા હાથમાં જળ રાખી બેઠાં બેઠાં આસનની પ્રદક્ષિણા હાથ વડે કરતાં ॐ असावादित्यो ब्रह्मः એમ બોલવું અને પછી તે જળ શેષ રહે તે તરભાણામાં નાખી દેવું.

**सूर्योपस्थानम्**

જો બની શકે એવું હોય તો ઉભા ઉભા અને ન બની શકે એવું હોય તો બેઠાં બેઠાં બંને હાથો હથેલી સૂર્ય સામી રહે એવી રીતે પ્રાતઃ સંધ્યામાં ઉંચા કરવા અને મધ્યાન સંધ્યામાં સ્વસ્તિક કરી બંને હાથની હથેલીઓ આકાશ તરફ રહે એવી રીતે રાખવા અને સાંય સંધ્યામાં હાથ નીચા રાખી હથેનીઓ સૂર્ય બીંબ સામી રહે એવી રીતે રાખવા અને નીચેનાં મંત્રો ભણી જવા.

ॐ उद्वयन्तमसस्परिस्वः पश्यन्त उत्तरम् । देवन्देवत्रासूर्यमगन्म ज्योतिरुत्तमम् ॥ १ ॥ उदुत्यं जातवेदसंदेवं वहन्ति केतवः । दृशे विश्वाय सूर्यम् ॥ २ ॥ चित्रंदेवानामुदगादनीकं चक्षुर्म्मित्रस्य वरुणस्याग्नेः आप्राद्यावापृथवी अंतरिक्ष॑ꣳसूर्यआत्त्कमाजगतस्तस्थुषश्च ॥ ३ ॥ तच्चक्षुर्देवहितम्पु पुरस्ताच्छुक्रमुच्चरत् । पश्येम शरदः शतं जीवेमशरदः शत॑ꣳ शृणुयाम शरदः शतम्प्रब्रवामशरदः शतमदीनाः स्याम शरदः शतंभूयश्च शरदः शतात् ॥ ४ ॥

गायत्र्यावाहानम्.

ॐ तेजोऽसिशुक्रमस्य मृतमसि धामनामासि प्रियन्देवा नामनाधृष्टन्देवयजनमसि ॥

गायत्र्युपस्थानम्--गायत्र्यस्येकपदी द्विपदी त्रिपदी चतुष्पद्यपद्यसि। नहि पद्यसेनमस्ते तुरीयाय दर्शताय पदाय परोरजसे सावदोम्॥

गायत्रीध्यानम्—मुक्ताविद्रु महेम नील धवलच्छायै मुखै स्त्री क्षणै, युक्तामिन्दु निबद्ध रत्न मुकुटां तत्त्वात्म वर्णात्मिकाम्। गायत्री. वरदाभयाङ्कुश कशाशुभ्रं कपालं गुणं शंङ्ख चक्र मथारविन्द युगलं हस्तैर्वहन्तीं भजे ॥

गायत्रीजप.

ॐप्रणुव અને ત્રણુ વ્યાહૃતિ સહિત ગાયત્રી મંત્રનો જપ કરવો તેનો નિયમ ૧૨૪ કે ૧૦૮ કે ઓછામાં ઓછા ૩૦ જપનો નિય છે તેથા ઓછા જપ કરનારને કંઇ ફલ મળતું નથી કારણુ કે દરેક જપ દીઠ એક ગૌદાનનું ફલ મળે છે તે એવી રીતે કે બાર ગોદા નનું ફલ ગોભીલ ઋષિ લઇ જાય છે. બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, યમ, રવિ વરૂણુ, સોમ ઇંદ્ર અગ્નિ અને પૃથ્વી એ દશ એકએક ગૌદાનનું ફલ લઇ જાય છે. સ્રી, દીકરો, તે પણુ અકેક ગૌદાનનું ફલ લઇ જાય છે. રાજા પાંચ ગૌદાનનું ફલ લઇ જાય છે એવી રીતે ઓગણત્રીસ

ગોદાનનું ફલ તો આપવું પડે છે. માટે જો ત્રીશ જપ કરે તો ફક્ત કરનારને એક ગોદાનનું ફલ રહે છે.

" जपान्ते षडङ्गन्यासाः "–ॐ अङ्गुष्ठाग्रे तु गोविन्दं। ॐ तर्जन्यां तु महीधरम्। ॐ मध्यमायां हृषीकेशं। ॐ अनामिकायां त्रिविक्रमम्। ॐ कनिष्ठिकायां न्यसेद्विष्णुम्॥ ॐ करमध्ये तु माधवम्॥ करपृष्ठे हरिंविद्यान्मणि बन्धे जनार्दनम्

जपनिवेदनं--ॐ देवागातु विदोगातुंव्वित्वागातुमितामन सस्पतऽइमन्देवजज्ञꣳस्वाहा व्वातेधाः

नमस्कार–સૂર્ય તથા દશે દિશાના દીક દેવતાઓને નમસ્કાર કરવા.

गोत्रोच्चारणम्--अमुक गोत्रोत्पन्नोऽहं अमुक प्रवरान्वितोऽहं अमुकवर्दोन्तगर्त अमुक शाखाध्यायी अमुक शर्माऽहंभोसांखभायनसगोत्रधारिणी ब्रह्मरूपे गायत्रित्वामभिवादयामि। भो वैश्वानरत्वामभिवादयामि। भो सूर्याचंद्रमसौ युवामभिवादयामि। भो याज्ञवल्क्यत्वामभिवादयामि। भो ईश्वरत्वामभिवादयामि॥

भो गुरोत्वां अभिवादयामि, भो माता पीता चरण कमल त्वां अभि० भो इष्ट देवताम् अभि० सर्व ब्राह्मणभ्यो अभिवादयामि॥

निवेदन--अनेन प्रातः संध्योपासमाख्येनकर्मणा श्री भगवान्ब्रह्मस्वरूपी परमेश्वरः प्रीयतांनमम ॥

સન્ધ્યા શ્રૂ મૃતીકાવન્દનમ્ ॥

——×—×——

## माध्यानसंध्या प्रयोगः

( નીચે લખેલી બાબત શિવાય તમામ પ્રાતઃ સંધ્યા પ્રમાણે કરવું. )

संकल्पमां—ममोपात्त दुरितक्षयार्थं माध्यान संध्यो पासन महंकरिष्ये એમ બોલવું.

मंत्राचमनम्—ॐ आपः पुनंतु पृथ्वीम् पृथ्वी पूता पुनातुमाम् । पुनन्तुब्रह्मणस्पतिब्रह्मपुतापु· नातुमाम् यदुच्छिष्ट मभोज्यंच यद्वा दुश्चरितं मम सर्वं पुनंतु मामापोऽसतांच प्रतिग्रहं स्वाहा ॥१॥

निवेदनं—अनेनमध्यान्हसंध्याख्येनकर्मणा. ઇત્યાદિ.

## सायं संध्या प्रयोगः

——×—×—×——

( નીચે લખેલી બાબતો સિવાય તમામ પ્રાતઃ સંધ્યા પ્રમાણે કરવું. )

संकल्पमांसायं सध्योपासन महं करिष्ये એમ બોલવું

**मंत्राचमनम्**—ॐ अग्निश्च मामन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यः पापेभ्योरक्षन्ताम्, यद्रात्र्या पापमकार्षम्, मनसावाचाहस्ताभ्याम्, पद्भ्या मुदरेण शिश्ना, अहस्तदवलुम्पतु, यत्किञ्चित्दुरितंमयि इदमहंमामृतयोनौ, सत्येज्योतिषि जुहोमिस्वाहा॥

**निवेदनम्**—अनेन सायं संध्योपासनाख्येनकर्मणा

ઇત્યાદિ.

---

## ॥ भोजन प्रयोगः ॥

संकल्पः—ब्रह्मार्पणं ब्रह्महविर्ब्रह्माऽग्नौ ब्रह्मणाहुतम् ब्रह्मैवतेनगन्तव्यं ब्रह्मकर्म समाधिना ॥

ॐ तत्सद्ब्रह्मार्पणमस्तु ॥

પીરસેલી થાળી આવી હોય અથવા થાળી પીરસાઇ રહે ત્યારે ગાયત્રી મંત્ર ભણીને તેના ફરતી એટલે પોતાના પીરસેલા બધા પાત્રનાં ફરતી જળની ધારાવાડી દેવી. પછી દિવસ હોય તો **सत्यंत्वर्तेन परिसिंचामि** અને રાત્રી હોય તો **ऋतंत्वा सत्येन परिसिंचामि** એમ બોલી પીરસેલા ભોજનપર જળનું પ્રોક્ષણ કરવું.

પાત્ર આગળ જમણી બાજુએ ત્રણ ઢગલી રાંધેલા ધીવાળા ચોખાની બોર બોર જેવડી કરવી. તે ઢગલીઓ મીઠાવાળા પદાર્થની ન કરવી જોઇએ એ ત્રણ ઢગલી કરતી વખતે **ॐ भूपतये**

नमः ॐ भुवन पतेय नमः અને ॐ भुतानां पतये नमः એ ત્રણ વાક્ય બોલવા પછી

**ॐ अन्नं ब्रह्म रसो विष्णुर्भोक्तादेवो महेश्वरः ॥**
**एवंध्यात्वा द्विजोभुङ्क्ते सोऽन्नदोषैर्नलिप्यते ॥**
**ॐ अमृतो पस्तरणमसि स्वाहा ॥**

જમણા હાથમાં જળ રાખી એમ બોલી જળ પી જવું પછી ડાબો હાથ પાત્રને અડકાડી જમણા હાથની ગ્રાસ મુદ્રા કરી પાંચ કોળીયા ચોખાના ભરવા કે એવી રીતે કે તર્જની મધ્યમાં અને અંગુઠાવડે ॐ प्राणाय स्वाहा મધ્યમાં અનામીકા અને અંગુઠાવડે ॐ अपानाया स्वाहा-કનીષ્ટીકા અનામિકા અને અંગુઠાવડે ॐ व्यानाय स्वाहा કનિષ્ટિકા તર્જની અને અંગુઠાવડે ॐ समानाय स्वाहा પાંચે આંગળાઓ વડે ॐ उदानाय स्वाहा એ બોલી પાંચે આંગળીઓ વડે કોળીઓ ભરવો પછી ડાબો હાથ ધોઇ નાંખવો અને ડાબે હાથે બે નેત્રોને જળ અડકાડવું ચોટલીને છોડી નાખવી પછી જમવાનું શરૂ કરવું જમી રહ્યા પછી.

**मद्भुक्तोच्छीष्टशेषंये, भूञ्जन्ति पितरोऽधमाः ।**
**तेषामन्नं मयादत्त, मक्षय्य मुपतिष्ठतु ॥**

પછી —બલી મુકવો. ( ચીત્રાહુની દેવી. )

એક કોળીઓ ઉચ્છીષ્ટ રાખી ચોખાની બહાર મુકેલી ઢગલીઓ પાસે મુકવો, પછી જમણા હાથમાં જળ લઇ ॐ अमृतो पिधानमसि स्वाहा એમ બોલી અરધું જળ પી જવું અને અરધું ઉચ્છીષ્ટ મુકેલી ઢગલીપર અંગુઠા ઉપર થઇને નાંખવું પછી હાથ ધોઇ જળ પી, શીખા બાંધવી અને આચમન કરવું.

---

# ॥ अथ यज्ञोपवीतधारणप्रयोगः ॥

સુતકની તથા ગ્રહણની સમાપ્તિએ, ચાર માસે, અથવા અકસ્માત રીતે તુટી જાય ત્યારે, કે એવે બીજે પ્રસંગે, નીચેના વિધિપ્રમાણે નવું જનોઇ ધારણ કરવું જોઇએ.

પૂર્વાભિમુખે કિંવા ઉત્તરાભિમુખે બેસી, યજ્ઞોપવીતનું જળથી પ્રક્ષાલન કરી, પશ્ચાત આચમન લઇ, એક પ્રાણાયામ કરવો. પછી હથેલીમાં વા આચમનીમાં જળ લઇ નીચે પ્રમાણે સંકલ્પ કરવો—

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे मम श्रौतस्मार्तकर्मानुष्ठानसिद्ध्यर्थं नवीनयज्ञोपवीतधारणमहं करिष्ये ॥**

પછી તે યજ્ઞોપવીત કરસંપુટમાં રાખી તેનું દશ ગાયત્રી મંત્રવડે અભિમંત્રણ કરવું.

પછી બંને હાથની અંગુષ્ઠાતર્જની તથા કનિષ્ઠિકા મધ્યમાની વચ્ચે જનોઇ રાખી, બંને હાથ ઉચા કરી, તે જનોઇ શ્રી સૂર્યને દેખાડવું, પછી નીચેના મંત્રો ભણવા—

**ॐ यज्ञोपवीतं परमं पवित्रं, प्रजापतेर्यत्सहजं पुरस्तात् ।**
**आयुष्यमग्र्यं प्रतिमुञ्च शुभ्रं, यज्ञोपवीतम्बलमस्तु तेजः ॥१॥**
**ॐ यज्ञोपवीतमसि यज्ञस्यत्वा यज्ञोपवीतेनोपनह्यामि ।**

એ મંત્રો બોલી, બંને હાથ નીચાં કરી, ડાબા ખભાપર ડાબા હાથદ્વારા તે ધારણ કરવું. પછી આચમન લેવું. ગૃહસ્થ હોય તેણે તેવીજ રીતે બીજું જનોઇ ધારણ કરવું. પશ્ચાત્ દશ ગાયત્રીમંત્રનો જપ કરી પછી જુનું ઉપવીત કઢવાનો મંત્ર

**एतावद्दिनपर्यन्तं ब्रह्म त्वं धारितं मया । जीर्णत्वात्त्वत्परित्यागो गच्छ सूत्र यथासुखम् ॥** એ મંત્રનું ઉચ્ચારણ કરીને જનોઇ શિરોમાર્ગથી કાઢી નાંખવું. ને જળમાં અથવા તો સારી જગ્યાએ ફેંકી દેવું.

अनेन नवयज्ञोपवीतधारणार्थे कृतेन यथाशक्ति गायत्रीजपकर्मणा श्री सवितादेवता प्रीयतां न मम ॥

## ॥ इति यज्ञोपवीतधारणप्रयोगः ॥

ગાયત્રી મંત્રનો અર્થ-આપણા વૃદ્ધ મુનિઓએ કેટલાક ગ્રંથોમાં કરેલો છે. તે નીચે પ્રમાણે-ગાય અને ત્રી-એ બે શબ્દ મળીને-ગાયત્રી-શબ્દ થાય છે તેનો અર્થ-ગાનાર-એટલે તેનો યથાવિધી જપ કરનાર અને બીજો પાપ થકી તારે છે માટે તે ગાયત્રી કહેવાય છે.

ૐ એ શબ્દ ઇશ્વર વાચક છે, પ્રત્યેક વેદ મંત્રના આરંભમાં તેનો ઉચ્ચાર કરવાની આવશ્યકતા છે.-ભૂઃ-ભુવઃ-સ્વઃ-એ ત્રણ વ્યાહતી છે, વેદમાંથી સાર રૂપે કાઢેલી તે વ્યાહૃતિ કહેવાય છે. એ પ્રમાણે વ્યાહૃતિ સૂર્યના તેજ ( ભર્ગ ) ના વિશેષણ રૂપે વપરાયલી છે. સૂર્યનું તેજ પૃથ્વી, અંતરીક્ષ, અને સ્વર્ગ એ ત્રણ ઠેકાણે વ્યાપેલું છે. એ તેનો ભાવાર્થ છે.

આઠ આઠ અક્ષરનું એક એક ચરણ એવાં ત્રણ ચરણ ( પદ ) મળીને ૨૪ અક્ષરનો ગાયત્રી છંદ થાય છે, માટે તેને ત્રીપદા પણ કહે છે. પેહેલા ચરણમાં ' ण्यं ' છે તેનુ ' णीयं ' ગણવાથી-તત્સથી દયાત્-સુધીના ૨૪ અક્ષરો થાય છે તે નીચે પ્રમાણે.

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| १ | २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ | १० | ११ | १२ | १३ | १४ |
| त | त्स | वि | तु | र्व | रे | णी | यं | भ | र्गो | दे | व | स्य | धि |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| १५ | १६ | १७ | १८ | १९ | २० | २१ | २२ | २३ | २४ |
| म | हि | धि | यो | यो | नः | प्र | चो | द | यात् ॥ |

ગાયત્રી છંદમાં " परोरजसेसावदोम् " એ ચોથુ ચરણ મળી અનુષ્ટુપ છંદ થાય છે. તેમાં ત્રીજા પદનો છેલ્લો અક્ષર त् જોડાય છે માટે તે ગણાતો નથી. કદાચ ચોથુ પદ જોડીયે તો પણ તે વ્યંજન એટલે તે અર્ધો અક્ષર હોવાથી ગણત્રીમાં લેવાતો નથી.

# गायत्री मंत्रनां पद, अन्वय, अने अर्थ

પદ—તત્ સવિતુઃ વરેણ્યમ્ ભર્ગઃ દેવસ્ય ધીમહિ યઃ • પ્રચોદયાત્ ॥

अन्वय—सवितुः देवस्य तद् वरेण्यं भर्गः धीमहि य नः धियः प्रचोदयात् ॥

શબ્દાર્થ—આ સૃષ્ટિના સઘળા પદાર્થોના ઉત્પન્ન કરનાર પ્રકાશવાન (સૂર્યનારાયણ) દેવ તેમના ઉત્તમ તેજનું (અમે) ધ્યાન કરીયે છીયે, જે તેજ અમારી બુદ્ધિને ધર્મ, અર્થ, કામ, અને મોક્ષમાં પ્રેરે છે. (અથવા તે અમારી બુદ્ધિને એ ચારે પુરુષાર્થમાં યથાયોગ્ય વિજય મેળવી શકાય એવા સ્ફુરણોનું સામર્થ્ય આપે છે.)



## अथ महा मृत्युञ्जय वेदोक्त मंत्रः—

ॐ हौं ॐ जूंसः भू र्भूवः स्वः । ॐ त्र्यम्बकं यजामहे सुगन्धिं पुष्टिवर्द्धनम् । उर्वारुकमिव बन्धनान्मृत्योर्मुक्षीयमामृतात् । भू र्भूवः स्वः रौं जूं सः हौं ॐ ॥

ઇતિ પંચાશદર્ણઃ મંત્ર—મહોદધિઃ

અથ પૌરાણિક મંત્ર.

मृत्यु ञ्जय महारुद्र त्राहि मां शरणागतम् ।
जन्म मृत्यु जरा रोगैः पीडीतं कर्मबन्धनैः ।

॥ ॐ तत्सत् ॥